ગ્રહ લેખમાળા નં. ૧૯.

ટૉલસ્ટૉયનો

# રશિયન પ્રજાપક્ષ પ્રત્યે પત્ર.

( અંગ્રેજીમાંથી તરજુમો. )

---

સત્યાગ્રહ સભા
કૃષ્ણ બીલ્ડીંગ, હૉર્નબી રોડ, કોટ,
મુંબઇ.

---

ન ૧૦,૦૦૦ ]   કીંમત એક આનો   [ ઑગસ્ટ ૧૯૧૯.

## ટૉલસ્ટૉયનો

# રશિયન 'પ્રજાપક્ષ' પ્રત્યે પત્ર. *



### એક દેશ.

તમારૂં અને તમારા સાથીઓનું કાર્ય હું જાણું છું અને સમજુ છું. સાહિત્યસમિતિના × હકોનું રક્ષણ કરવા અને સાર્વજનિક શિક્ષણના વિરોધીઓની સામે થવા તમારી તથા તમારા સાથીઓની જોડે ઉભા રહેવામાં મને બહુ આનંદ થાત. પરંતુ જે ક્ષેત્રમાં તમે કાર્ય કરી રહ્યા છો તેમાં વિરોધીઓની સામે થવાનો માર્ગ મને સૂઝતો નથી. ...ાં હું પણ શિક્ષણના એજ વિરોધીઓની સામે, બીજીજ રીતે લડત ચલાવવામાં સતત રોકાયલો રહું છું, તેથી મને સંતોષ વળી જાય છે.

---

* સાહિત્યસમિતિ બંધ કરવામાં આવી તે ટાણે એક રશિયન બાઇએ ટૉલસ્ટૉયની સલાહ અને સહાયતા માગી હતી. તેના જવાબમાં આ પત્ર ૧૮૯૬ માં લખવામાં આવ્યો હતો.

× ઝારીના કેથેરીનના સમયમાં આર્થિક વિષય ચર્ચવા માટે એ સમિતિ પ્રધાનની અનુમતિથી સ્થાપવામાં આવી હતી. અને તેની એક શાખા તે સાહિત્યસમિતિ હતી. લોકોએ કેવાં પુસ્તકો વાંચવા જોઇએ એ વિષે સમિતિ અને સરકાર વચ્ચે મતભેદ પડયો. પરિણામે સાહિત્ય સમિતિની લોકોપયોગી સાહિત્ય પ્રગટ કરાવવાની પ્રવૃત્તિનો અંત આવ્યો.

જે ખાસ વિષયમાં તમે અત્યારે ગુંથાયલા છો તે વિષે મને લાગે છે કે સરકાર સાથે મસલત ચલાવ્યા વિના અને કોઇ પણ સેનસોરની પરવાનગી મેળવ્યા સિવાય બંધ કરવામાં આવેલી સાહિત્યસમિતિને સ્થાને બીજા અનેક સાહિત્ય મંડળો ઉભા કરવા અને તેની પ્રવૃત્તિ સમિતિનાજ ઉદ્દેશો પાર પાડવાની રાખવી. પછી, સરકારને રૂચે તો ભલે. તે આ સાહિત્ય મંડળો ઉપર કામ ચલાવે, તેના સભ્યોને દંડે, તેઓને દેશપાર કરે.—સરકાર જો તેમ કરશે, તો તેનું પરિણામ આજ આવશે કે પ્રજાજન સારાં પુસ્તકો અને સારાં પુસ્તકાલયો ઉપર ખાસ ધ્યાન આપતા થશે અને કેળવણી માટેની વૃત્તિ વધારે સતેજ બનશે.

મને લાગે છે કે અત્યારે તો આ ખાસ અગત્યનું છે કે આપણે જેકંઈ કરવું ઘટે તે શાંતિથી અને દૃઢતાથી કરવું, અને તેમ કરવામાં સરકારની પરવાનગી માગવી નહિ એટલું જ નહિ પરંતુ સરકારની સામિલગીરી પણ જાણી જોઇને દૂરજ રાખવી. પ્રજાના અજ્ઞાનમાં રાજ્યનું બળ રહેલું છે, અને સરકાર આ જાણે છે એટલે તે સદા સાચી કેળવણીની સામે જ થશે. હવે તો આપણે આ વાત સમજી લેવી જોઇએ. સરકાર જે ઘડીએ અજ્ઞાનનો ફેલાવો કરતી હોય તે ઘડીએ તેને લોકોમાં જ્ઞાનનો ફેલાવો કરવાનો દાવો કરવા દેવો એ જરા પણ ઇષ્ટ નથી. સરકાર દરેક જાતના નામધારી ખાતાંઓ જેવા કે નિશાળો, માધ્યમિક શાળાઓ, વિશ્વવિદ્યાલયો, સમિતિઓ અને દરેક પ્રકારની કમિટીઓ અને પરિષદો કે જે ઉપર તે કાબુ ધરાવે છે તે મારફત હાલ પોતાનું કામ કરી રહી છે. ડેલીયાનૉફ કે ડુરનૉવો જેવા પ્રધાને * કાઢેલા હુકમ સાથે બંધબેસતી થાય તેવી સાધુતા કે તેવું જ્ઞાન એ ખરી સાધુતા કે ખરૂં જ્ઞાન નથી. પરંતુ જે સ્વતઃ સાધુતા અને જ્ઞાન છે તેજ ખરી સાધુતા

---

* આ બે પ્રધાનના અમલ દરમ્યાન સાહિત્ય સમિતિ બંધ થઇ.

અને ખરૂં જ્ઞાન કહેવાય. કિંમતી, નિઃસ્વાર્થી અને ત્યાગમય પ્રયત્નનો વ્યર્થ વ્યય થતો હું જોઉં છું ત્યારે મને અત્યંત ખેદ થાય છે. સરકારે પોતાને રૂચે તેવા ઘડેલા કાયદાના આધારે જ સાધુ અને શહાણા પુરૂષોને સરકારની સામે લડત ચલાવવામાં પોતાનું બળ ખરચી નાખતા જોઈ મને નવાઇ લાગે છે.

મને વસ્તુસ્થિતિ આ પ્રમાણે જણાય છે.

એવા લોકો પણ છે કે જેઓ કળી શકયા છે કે આપણી સરકાર બહુ ખરાબ છે અને તેથી તેઓ તેની સામે લડે છે. આપણે પણ આ વર્ગમાયલાં છીએ. રેડિચ્ચેફ્ અને ડિસેમ્બ્રીસ્ટના સમયમાં અને તેની પણ પૂર્વે લડત ચલાવવાના બે માર્ગ હતા જે હજી પણ ચાલુ છે. એક માર્ગ સ્ટેનકા રાઝીન, પાઉગેટચેફ, ડિસેમ્બ્રીસ્ટ, ૧૮૬૦ નો વિપ્લવપ્રિય પક્ષ, પહેલી માર્ચનો ત્રાસપ્રિય પક્ષ * અને બીજાઓનો છે. અને જે માર્ગનો ઉપદેશ અને ઉપયોગ તમે કરો છો તે બીજો માર્ગ છે, જેનું સૂત્ર 'ગતિ ધીમી રાખવી અને કાયદાની હદમાં રહી, અત્યાચાર કર્યા વિના લડત ચલાવવી અને તેમ કરીને રાજકાર્યમાં હક કટકે કટકે મેળવવા ' એ છે.

મારા સ્મરણમાં છે કે અર્ધી સદી કરતાં પણ વધુ વખત થયાં આ બંને રીતિઓનો ઉપયોગ સતત કરવામાં આવ્યો છે. છતાં વસ્તુસ્થિતિ વધારેને વધારે ખરાબ થતી જાય છે અને સુધારાના જે કંઇક થોડાક ચિહ્નો નજરે પડે છે તે આ બેમાંથી એક પ્રકારની પ્રવૃત્તિને આભારી નથી; પરંતુ તે ચિહ્નો તો બંને પ્રવૃત્તિઓએ પહોંચાડેલી હાની છતાં બીજા કારણોને લઇને દેખાયા છે. તે વિષે હું આગળ જતાં કહીશ. હમણાં તો એટલું જ કહેવું બસ છે કે જે સત્તાની સામે આપણે લડત ચલાવી

---

* આ પક્ષે ૧૮૮૧ માં એલેકઝાંડર બીજાનું ખુન કર્યું હતું.

રહ્યા છીએ તે સત્તા દિનપરદિન વધારે વ્યાપક, વધારે જબરી અને વધારે ઉદ્ધત બનતી જાય છે. સ્થાનિક સ્વરાજ્ય, ગુન્હાની જાહેર તપાસ, તમારી **સાહિત્યસમિતિ** વિગેરેમાં સ્વરાજ્યનું જે કંઇક દર્શન થતું હતું, તે પણ સાવ નાશ કરવામાં આવ્યું છે.

આટલા લાંબા વખત સુધી બને ઉપાયો યોજવામાં આવ્યા છતાં નિષ્ફળ નીવડયા છે; એટલે મને લાગે છે કે આપણને હવે સાફ જણાઈ આવવું જોઇએ કે આ બેમાંથી એકે ઉપાય આપણને કામ નહિ લાગે, અને તેમ શા સારૂ થયું છે તેના કારણો પણ આપણે જોવાં જોઇએ. મને તો સદાય આપણી સરકાર સામે અણગમો રહ્યો છે અને જો કે તેની સામે થવાના ઉપર જણાવેલ બેમાંથી એકે માર્ગ મેં ગ્રહણ કર્યો નથી તો પણ મને તો તે બન્ને માર્ગના દોષો ચોખ્ખા જણાઈ આવ્યા છે.

પહેલો માર્ગ ઇચ્છવા યોગ્ય નથી; કારણ કે અત્યારની સરકારને અત્યાચાર કરીને ઉથલાવી નાંખવાનો પ્રયત્ન કદી સફળ નીવડે તો પણ નવી રાજ્ય વ્યવસ્થા કાયમ રહી શકશે અથવા તે નવી વ્યવસ્થાના દુશ્મનો પોતાને અનુકૂળ એવી કોઇ એક તક લઇને પોતાની સામે કરવામાં આવેલ અત્યાચાર જેવો બીજો અત્યાચાર કરીને વિજય નહિ મેળવી જાય એની કોઈ પણ જાતની ખાતરી આપી શકાય નહિ. ફ્રાન્સમાં તેમ જ જ્યાં જ્યાં વિપ્લવો થયા છે ત્યાં ત્યાં આવી રીતે વારંવાર થયેલું છે તેથી કરીને અત્યાચારની સહાયતાથી સ્થાપવામાં આવેલ વ્યવસ્થા નીભાવવાને સારૂ અત્યાચારને એટલે અન્યાયનો આધાર વારે ઘડીએ લેવો પડે છે. પરિણામે, જૂની વ્યવસ્થાની પેઠે તેને પણ બહુ જલદીથી દૂષણ લાગ્યા વિના રહેતું નથી. વિપ્લવકારનો અત્યાચાર કદી નિષ્ફળ નીવડે તો તેનું પરિણામ જે વસ્તુસ્થિતિની સામે તેઓ લડે છે તેને જ વધારે સબળ કરવામાં આવે. ( પૌગાટચેફના વિપ્લવના સમયથી લઇને પહેલી માર્ચે બનેલા પ્રસંગ સુધીમાં રશિયાને તો સદાય આવો જ અનુભવ થતો

રહ્યો છે. ) કારણ કે વિપ્લવની નિષ્ફળતાને લઇને બે પક્ષ વચ્ચે ઝોલા ખાતો અને નિશ્ચય વિનાનો આખો જનસમુદાય પરંપરાને વળગી રહેનાર અને પાછી પાની કરનાર પક્ષના સમૂહ તરફ ઘસડાઈ જાય છે. એટલે મને લાગે છે કે અનુભવ અને તર્કના આધારે આપણે નિઃશંક રીતે કહી શકીએ છીએ કે આ માર્ગ અનીતિમય છે એટલું જ નહિ પરંતુ તર્કથી પણ સિદ્ધ થઈ શકે એવો નથી તેમ જ કાર્યસાધક પણ નથી.

મારા મતે બીજો માર્ગ પહેલા માર્ગ કરતાં પણ ઓછો કાર્યસાધક અને તર્કગમ્ય છે. તે કાર્યસાધક નથી તેમ તર્કગમ્ય નથી, કારણ કે સરકારે લશ્કર, રાજતંત્ર, ધર્મ, શિક્ષણ અને પોલિસ, એ બધી સત્તા પોતાના હાથમાં રાખી છે. સરકાર નામધારી કાયદાઓ ઘડે છે અને તેનાજ આધારે પ્રજાપક્ષ સરકાર સામે થવા ઇચ્છે છે. પોતાને ખરેખર જોખમ-કારક શું છે તે સરકાર બરોબર જાણે છે, અને જે લોકો તેને તાબે રહે છે અને તેની સૂચનાઓ પ્રમાણે વર્તે છે તે લોકોને તે પોતાની સત્તા નાબુદ કરે એવું કંઈ પણ કરવા નહિ દે. આપણો જ દાખલો લો. આપણા જેવી સરકાર, અથવા જે સરકારનું અસ્તિત્વ લોકોની અજ્ઞાનતા ઉપર ટકી રહેલું છે તે સરકાર લોકોને ખરૂં શિક્ષણ મલવું જોઇએ એમ કદી પણ કબુલ નહિ કરે. જ્યાં સુધી હરએક પ્રકારના કેવળ નામધારી અને સર-કારની સત્તા હેઠળના શિક્ષણના ખાતાંઓ જેવા કે શાળાઓ, માધ્યમિક શાળાઓ, વિશ્વવિદ્યાલયો, સમિતિઓ, અને દરેક પ્રકારની કમિટીઓ અને પરિષદો, તથા સેનસોરની પરવાનગીથી પ્રગટ થતું સાહિત્ય, લોકોને મૂઢ રાખવાનો સરકારનો હેતુ પાર પાડે છે અથવા તો તે હેતુની સિદ્ધિની આડે નથી, આવતા ત્યાં સુધી સરકાર તે બધાં ખાતાંને અને સાહિત્યને નભવા દે છે, પરંતુ જે ઘડીએ આ બધાં ખાતાંઓ અથવા પ્રગટ થતું સાહિત્ય લોકોની અજ્ઞાનતા કે જેના ઉપર સરકારની સત્તા ટકી રહી છે તે દૂર કરવાનો પ્રયત્ન કરે છે તેજ ઘડીએ સરકાર કોઇના પ્રતિ જવાબદારી

રાખ્યા વિના અને પોતે ભરેલાં પગલાંના કારણો તેમ જ બીજા પ્રકારના પગલાં ન ભરવાના કારણો જણાવ્યા વિના પોતાનો મત તેવી પ્રવૃત્તિની વિરૂદ્ધ તરત જ પ્રદર્શિત કરે છે અને બધાં ખાતાંઓની ફરી વ્યવસ્થા કરે છે અથવા તો બંધ કરી દે છે અને સાહિત્ય પ્રગટ થતું અટકાવે છે. અને તેથી અનુભવ અને તર્ક સાફ બતાવી આપે છે કે ધીમે ધીમે હક પ્રાપ્ત કરી લેવાનો માર્ગ ભ્રમમૂલક છે અને માણસને પોતાને જ ભૂલાવામાં નાંખનારો છે. સરકારને આ માર્ગ બહુ રૂચે છે અને તેથી સરકાર તેને ઉત્તેજન આપવાને પણ તૈયાર હોય છે.

પરંતુ આ પ્રવૃત્તિ કેવળ તર્કગમ્ય અને કાર્યસાધક નથી એટલું જ નહિ પણ તે તો નુકસાનકારક પણ છે. તે નુકસાનકારક છે કારણ કે શિક્ષિત, સાધુ અને પ્રમાણિક પુરૂષો સરકાર પક્ષમાં જોડાઇને સરકારને નૈતિક બળ આપે છે કે જે બળ સરકાર પાસે તેઓ વિના હોઇ ન શકે. અત્યાચારપ્રિય, સ્વાર્થી, અને ખુશામતીયા અને નાલાયક માણસો સરકાર પક્ષમાં ઘણા છે; પરંતુ સરકાર કેવળ તેવા માણસોથી જ બનેલી હતે તો તેના માટે હૈયાત રહેવું સંભવિત ન થાત. સરકારનો જે કંઇ નૈતિક પ્રભાવ છે તે પ્રમાણિક અને શિક્ષિત પુરૂષો તેના કાર્યમાં ભાગ લે છે તેને આભારી છે.

પ્રજાપક્ષ સરકારનાં કાર્યમાં ભાગ લે છે અથવા તો સરકાર સાથે સમજુતી કરે છે તેનું આ એક અનિષ્ટ પરિણામ છે. આવી પ્રવૃત્તિનું બીજું અનિષ્ટ ફળ એ આવે છે કે પોતાનું કાર્ય જારી રાખવાની તકો મેળવવા માટે આ સુશિક્ષિત અને પ્રમાણિક પુરૂષોને છુટ છાટ મૂકી સમજુતી કરવી પડે છે. વળી તેઓ ધીમે ધીમે એમ માનતા થાય છે કે પવિત્ર નેમ સાધવા માટે બોલવામાં અને કરવામાં થોડું ઘણું સત્ય ભલે ચૂકાય. દાખલા તરીકે, રાજમાન્ય સંપ્રદાયમાં કોઇ ન માનતું હોય તો પણ

તે તેની ક્રિયાઓમાં ભલે ભાગ લે; તે ભલે સોગંદ ખાય; કોઇ એક કાર્ય સાધવાની જરૂર જણાય ત્યારે મનુષ્યની સ્વાભાવિક પદવીને લાંછન લગાડે એવી અને અસત્યમય ભાષામાં ઘડાયલી અરજીઓ તે ભલે કરે, તે લશ્કરમાં ભલે જોડાય; સ્થાનિક સરકાર કે જેની સર્વે સત્તા છીનવી લેવામાં આવી હોય તેવી સરકારમાં તે ભલે ભાગ લે; પોતાને યોગ્ય લાગે એવું ન શીખવતાં સરકાર કહે તેવું શીખવવા માટે શિક્ષક કે અધ્યાપકની પદવી તે ભલે લે; પોતાના અંતરાત્માને અમાન્ય એવી સરકારની ઇચ્છાઓ અને સૂચનાઓને કબુલ રાખી 'ઝેમસ્કી નેટચાલનિક' ની * પદવી પણ તે ભલે લે; વર્તમાનપત્રો અને માસિકો વિગેરે સંપાદન કરવા છતાં જેને માટે કહેવું ઘટે તેને વિષે તે ચૂપકીદી ભલે પકડે; અને જે છાપવાનો હુકમ થયો હોય તેટલુંજ તે ભલે છાપે. આવી રીતે આપલેથી સમજુતી કરી ( કે જે સમજુતીની હદ બાંધવી અશકય છે ) શિક્ષિત અને પ્રમાણિક પુરૂષો જેઓ એકલા જ સરકારના હાથે વ્યકિતની સ્વતંત્રતાને ચગદાઇ જતી બચાવી શકે એમ છે તેઓ ધીમે ધીમે પાછી પાની કરીને અને અંતરના ઉદ્દગારથી વધારે અને વધારે પ્રતિકૂળ ગતિ કરીને છેવટે સરકારને સાવ અધીન થઇ પડે છે. તેઓ સરકારના હાથે માન અકરામ અને વેતન મેળવે છે, અને પોતે પ્રજાપક્ષની પ્રગતિ કરે છે એમ માની બેસે છે અને જે રાજયવ્યવસ્થાની સામે લડત ચલાવવી શરૂ કરી તેજ વ્યવસ્થાના તેઓ નમ્ર દાસ અને સહાયક બને છે.

હું કબુલ કરૂં છું કે પ્રજાપક્ષમાં સારા અને નિખાલસ અંતરના પણ માણસો છે કે જેને સરકાર લાંચથી લલચાવી શક્તી નથી, જેઓ

---

* સરકારે નીમેલ ન્યાયાધિકારી. માત્ર ઉમરાવ વર્ગમાંથી જ આ પદ માટે નીમણુંક કરવામાં આવતી. ખેડુતને ચાબુકનો માર મારવાની સત્તા આ અધિકારીને આપવામાં આવી હતી.

જીતી શકાય એવા નથી અને જેઓ વેતન કે પદવી પણ ગ્રહણ કરતા નથી. પરંતુ આવી વ્યક્તિઓ પણ સરકારે પાથરેલી જાળમાં પકડાઈ જાય છે અને પાંજરામાં પુરાયલા પક્ષીની પેઠે તેઓ જ્યાંનાત્યાંજ રહી વલખા મારે છે અને જરા પણ આગળ વધી શક્તા નથી. એવી જ સ્થિતિ સાહિત્ય-સમિતિની કમિટીની છે. કદી તેઓ રોષે ભરાય છે તો તેઓ વિપ્લવપ્રિય પક્ષમાં મળી જાય છે, અથવા તો તેઓ આપઘાત કરે છે, અથવા દારૂની લતમાં ફસાય છે, અને બહુવાર સાહિત્યની પ્રવૃત્તિમાં પડી જાય છે. તેમ કરવામાં તેઓ સેનસોર ના હુકમને શરણે થાય છે, સેનસોર જે કહેવાની પરવાનગી આપે છે તે જ તેઓ કહે છે, અને જે અત્યંત અગત્યનું હોય છે તે વિષે ચુપકીદી પકડી પ્રજા પાસે માત્ર કલુષિત વિચારો રજુ કરે છે કે જે સરકારને પસંદ પડતા હોય છે. છતાં તેઓની માન્યતા તો ચાલુજ રહે છે કે તેઓ પોતાના લખાણોથી કે જે લખાણો તેઓની આજીવિકાનું સાધન થયા હોય છે તેનાથી સમાજની સેવા કરે છે.

આ રીતે તર્કથી તેમ અનુભવથી મને જણાય છે કે અત્યાર સુધી સરકાર સામે લડત ચલાવવા માટે લેવામાં આવેલા બન્ને ઇલાજો કાર્ય-સાધક નથી એટલુંજ નહિ પરંતુ સરકારની સત્તા અને બિનજવાબદારી વધારવામાં ખરેખરા નિમિત્ત બન્યા છે.

ત્યારે શું કરવું જોઇએ ? એટલું તો જણાઇ આવે છે કે જે છેલ્લાં સિત્તેર વર્ષમાં નિષ્ફળ નીવડયું છે તે તો નથી જ કરવાનું. ત્યારે શું કરવું જોઇએ ? જે જ્ઞાન અને સાધુતા આપણે સૃષ્ટિની શરૂઆતથી મેળવ્યા છે અને આજ દિન સુધી મેળવી રહ્યા છીએ તે તરફ આપણી પ્રગતિ જે પુરુષોની પ્રવૃત્તિને લઇ છે તે પુરૂષોએ કરેલું આપણે કરવું ઘટે છે; તેજ આપણે કરવું જોઇએ.

અને તે શું છે ?

સરકારથી સાવ અલગ રહીને અથવા સરકારને તે રૂચે છે કે નહિ તેનો વિચાર કર્યા વિના આપણને જે કંઇ યોગ્ય અને આવશ્યક જણાય તેજ કેવળ શાંતિથી અને સત્યને વળગીને કર્યા જવું. બીજા શબ્દમાં કહું તો સાહિત્ય સમિતિના સભાસદ તરીકે, કે પ્રતિનિધિ તરીકે, જમીનદાર કે વ્યાપારી તરીકે કે પાર્લામેંટના સભ્ય તરીકે પોતાના હકોનું રક્ષણ ન કરતાં એક બુદ્ધિમાન અને સ્વતંત્ર માણસ તરીકે પોતાના હકોનું રક્ષણ કરવું; જેવી રીતે ' લોકલ બોર્ડ ' અથવા કમિટીનાં હકોનું રક્ષણ છુટછાટ મૂકીને અને આપલેની નીતિએ કરવામાં આવે છે તેવી રીતે નહિ પરંતુ છુટછાટ મૂકયા વિના કે આપ–લેની નીતિ ગ્રહણ કર્યા વિના એકજ રીતે કે જે રીતે નીતિ અને મનુષ્યત્વનું રક્ષણ થાય તેજ રીતે હકોનું રક્ષણ કરવું.

કિલ્લાનું સફળતાથી રક્ષણ કરવા માટે આસપાસના બધા ઘરો બાળી નાખવા પડે છે, અને જે મજબૂત હોય અને ગમે તે થાય તોય જેનો ત્યાગ કરવા ઈરાદો ન હોય તેનેજ માત્ર રહેવા દેવામાં આવે છે. આપણે જેનો પરાજય કરવા ઈચ્છીએ છીએ તેનો પરાજય માત્ર આવા મજબુત કિલ્લામાં રહીનેજ કરી શકીએ છીએ. ખરી વાત છે કે સામાન્ય માણસના હક કરતાં પાર્લામેન્ટના સભાસદના હક કે 'લોકલ બોર્ડ'ના સભાસદના પણ હક વધારે છે; અને એમ જણાય છે કે તે હકોનો ઉપયોગ કરીને આપણે ઘણુંએ કરી શકીએ. પરંતુ મુશ્કેલી આ નડે છે કે પાર્લામેન્ટના અથવા કમિટીના સભાસદ હકો મેળવવા માટે મનુષ્ય તરીકેના હકોનો અમુક ભાગ છોડી દેવો પડે છે; અને મનુષ્ય તરીકેના હકોનો અમુક ભાગ છોડી દે તો પણ તે કયાં સુધી છોડી દેવો પડે તેની હદ નક્કી ન હોવાથી માણસ ખરા હક મેળવી શકતો નથી કે સાચવી શકતો નથી. કાદવવાળી જગ્યામાં ખુંચી ગયેલા માણુસને બહાર કાઢવા ઉચ્છનારે કઠણ જમીન ઉપર ઉભા રહેવાની જરૂર છે. અને બીજાઓને

મદદ કરવાની આશાથી આપણે જ કીચડવાળી જગ્યા ઉપર જઇએ તો બીજાઓને આપણે બહાર કાઢી શકશું નહિ એટલુંજ નહિ પરન્તુ આપણે પણ તેમાં જ ખુંચી જઈશું.

આઠ જ કલાક મજુરી કરાવવાનો કાયદો પાર્લામેન્ટ પાસે ઘડાવવો અથવા તમારી કમિટી દ્વારા નિશાળના પુસ્તકાલયો માટે ઉદાર મદદ મેળવવી એ કદી બહુ ઇચ્છવા જોગ અને ઉપયોગી હશે; પરન્તુ આ નેમ પ્રાપ્ત કરવા માટે પાર્લામેન્ટનો કોઈ એક સભ્ય મત આપવા ટાણે જાહેરમાં પોતાના હાથ ઉંચો કરી જુઠું બોલે, સોગંદ લેવા સમયે જેને તે પોતે માન નથી આપતો તેને માન આપનારા શબ્દોનો ઉપયોગ કરી જુઠું બોલે, એ જો જરૂરનું હોય અથવા આપણે જેમ કરીએ છીએ તેમ, ગમે તેટલી ઉદાર મદદ મેળવવા માટે સમૂહ સાથે પ્રાર્થનામાં ભાગ લેવો, સોગંદ લેવા, નિયત કરવામાં આપેલ જ પહેરવાસ પહેરવો, દંભથી ભરેલી અને ખુશામત કરનારી અરજીઓ લખવી, અને તેવાજ પ્રકારનાં ભાષણો કરવા, વિગેરે જો જરૂરનું હોય, તો આ બધું કરવાથી, અને માણસનો છાજતી પદવીનો ત્યાગ કરવાથી આપણે જેટલું મેળવીએ છીએ તેનાં કરતાં વિશેષ ગુમાવીએ છીએ અને એક નિયત નેમ પ્રાપ્ત કરવા જતાં (કે જે ઘણીવાર પ્રાપ્ત કરી શકાતી નથી) આપણે બીજી અત્યંત અગત્યની નેમો પ્રાપ્ત કરી લેવાની તક ગુમાવી બેસીએ છીએ. જે માણસ પાસે એવું કોઈ એક તત્વ હોય છે કે જેનો ત્યાગ તે કોઇપણ કારણસર કે કોઈ પણ જાતના સંજોગોમાં નહિ કરે તે જ માણસ સરકારની સામે થઇ શકે છે, અને સરકારને વશ કરી શકે છે. વિરોધ કરવાની શકિત મેળવવી હોય તો આપણે દૃઢ થવું જોઇએ.

સરકાર આ બરોબર જાણે છે. માણસમાં રહેલું મનુષ્ય તરીકેનું અભિમાન નમતું નથી, એટલે સરકાર બીજા બધા કરતાં મનુષ્યમાં રહેલ આ તત્વનો ધીમે ધીમે નાશ કરવા ઉપર ધ્યાન દે છે. જે માણસ સોગંદના હલકા પાડનાર અને ધાર્મિક શબ્દો બોલી જાહેરમાં સોગંદ લેવા, અથવ

પ્રધાનને માન આપવા ટાણે નિયત કરવામાં આવેલ કપડાં પહેરી કલાકો સુધી દીનતાથી ઉભા રહેવા, રાજ્યાભિષેક ટાણે ખાસ અધિકારી તરીકે નીમાવા, અથવા માન મેળવવા ખાતર ઉપવાસ કરવા અને અમુક ધાર્મિક ક્રિયા કરવા, અથવા અમુક અમુક વિચારો પોતે પ્રગટ કરવા કે નહિ તે માટે સેનસોરના ઉપરીને પૂછવા અને તેવું બીજુ કરવા કબુલ થાય છે તેવા માણસથી સરકાર કદી પણ ડરતી નથી.

એલેકઝાંડર બીજો કહેતો કે હું 'પ્રજાપક્ષથી ડરતો નથી કારણ કે હું જાણું છુ કે તેઓ બધાને પૈસાથી નહિ તો પણ માનચાંદથી હું મારા પક્ષમાં ખેંચી શકીશ.'

જે લોકો રાજકારભારમાં ભાગ લે છે અથવા સરકારની સૂચનાનુસાર કાર્ય કરે છે તેઓ લડત ચલાવવાનો દેખાવ કરીને પોતાને અથવા સહાનુભૂતિ ધરાવનારાને છેતરે એવો સંભવ રહે છે. પરન્તુ જેની સામે [ સરકારની સામે ] તેઓ લડત ચલાવે છે તેઓ પોતે અનુભવેલા વિરોધ ઉપરથી સારી રીતે જાણે છે કે આ લોકો ખરેખરા સરકારને પજવતા નથી પરન્તુ તેમ કરવાનો તેઓ ડોળ કરે છે. પ્રજાપક્ષ વિષે આપણી સરકાર આ બરોબર જાણે છે, અને સામો પક્ષ કેટલા પાણીમાં છે તેની તપાસ વારંવાર કરે છે. સાચો વિરોધ ખરેખર નથી એમ જાણીને સરકાર પોતાને માર્ગે ચાલી જાય છે અને પૂરેપૂરી ખાતરી રાખે છે કે આવા પ્રકારના વિરોધીઓ હોય તો પોતાને રૂચે તે કરી શકાય છે.

એલેકઝાંડર ત્રીજાની સરકાર આ સારી રીતે જાણતી હતી, અને તેમ જાણતી હોવાથી, જે "પોતે મેળવ્યું છે" એમ પ્રજાપક્ષ માનતો હતો અને જેને માટે તે મગરૂર હતો તે બધાને એલેકઝાંડરે જાણી બુજીને નાશ કર્યો. જુરી મારફતે તપાસ ચલાવવાની પદ્ધતિમાં તેણે ફેરફાર કર્યો અને તેને સંકુચિત રૂપ આપ્યું, વિશ્વવિદ્યાલયોના હકો નાબુદ કર્યા; માધ્યમિક

શાળાના શિક્ષણની પદ્ધતિ ઉંધીચતી કરી નાંખી, 'કેડેટ કોર' ફરીથી સ્થાપ્યો, અને રાજ તરફથી કેફની વસ્તુઓનું વેંચાણ ફરીથી ચાલુ કર્યું, 'ઝેમસ્કી નેટચાર્લાનિક'ની પુનઃ સ્થાપના કરી, ચાબુકનો માર કાયદેસર ઠરાવ્યો, સ્થાનિક રાજ્યનો લગભગ સાવ નાશ કર્યો, પ્રાંતના હાકેમોને અનિયંત્રિત સત્તા આપી, શિક્ષા તરીકે ખેડુત ઉપર લશ્કરની ટુકડીઓને નીભાવવાનો બોજો નાંખ્યો, કારભારીઓના હાથે દેશવટો આપવાની અને કેદ કરવાની, અને દેહાંત દંડ કરવાની નીતિ વધારેને વધારે અમલમાં મૂકી, ધાર્મિક સતામણી ફરી શરૂ કરી, જંગલી વ્હેમોને અત્યંત મહત્વનું પદ આપ્યું, દ્વંદ્વયુદ્ધમાં થયેલું ખુન કાયદેસર ઠરાવ્યું, 'રાજ્ય મુશ્કેલીમાં છે' એવા મિષ હેઠળ કાયદાઓ કોરે મૂકયા અને સાધારણ શિક્ષા પેઠે દેહાંતની શિક્ષા પ્રચલિત કરી. અને આટલું બધું થવા છતાં કોઈના તરફથી પણ વિરોધ બતાવવામાં આવ્યો નહતો. માત્ર માનને યોગ્ય એવી એક જ બાઈએ * તેમ કર્યું હતું. પોતાને જે સત્ય જણાયું તે તેણે હિંમતપૂર્વક સરકારને કહ્યું.

આ બધું ઠીક થતું નથી એમ પ્રજાપક્ષ પોતપોતાની વચ્ચે ગણગણવા લાગ્યો. તેમ છતાં કાયદેસરનાં કાર્યમાં, સ્થાનિક રાજ્યમાં, વિશ્વવિદ્યાલયમાં અને સરકારી નોકરીમાં તથા વર્તમાનપત્રમાં ભાગ લેવો ચાલુ રાખ્યો. છાપાઓમાં જેનો ઉલ્લેખ કરવાની રજા મળતી તેનો જ ઉલ્લેખ તેઓ કરતા, અને જે વિષે તેઓને ચૂપકીદી પકડવી પડતી તે વિષે તેઓ ચૂપ જ રહેતા. તેઓ માત્ર જે છાપવાનું કહેવામાં આવતું તે જ છાપતા. આથી વર્તમાનપત્ર વાચનાર જે અધિપતિઓની ખાનગી વાતચીતોથી અજાણ હોય છે તે પ્રજાપક્ષના છાપામાં કે ચોપાનિયામાં અત્યંત ક્રૂર અને કુતર્કમય

---

* આ બાઈએ હીમતપુર્વક પણ સવિનય એલેકઝાંડર ત્રીજા પાસે ખરી હકીકત રજુ કરી હતી, અને તેને માટે તેને શિક્ષા કરવામાં આવી હતી

કાયદાઓની ખબર વાચે છે કે જેના ઉપર ટીકા પણ કરવામાં આવી હોતી નથી અથવા તેની સામે અણગમાની છાયા પણ જણાતી નથી. તેનીજ સાથે આવા કાયદા ઘડનારાઓને ખુશામતથી ભરેલાં માનપત્રો અને ઘણીવાર તો ખુદ તે કાયદાઓના વખાણો વાંચવામાં આવે છે. આવી રીતે એલેકઝાંડર બીજાનાં રાજ્યમાં જે કંઈ સારૂ થવાનું શરૂ થયું હતું તેનો એલેકઝાંડર ત્રીજાની સરકારે આવી શોકજનક પ્રવૃત્તિથી નાશ કર્યો અને આ [ ઓગણીસમી ] સદીની શરૂઆતમાં જે જંગલીપણું રશીયામાં પ્રવર્તી રહ્યું હતું તેજ ફરીથી દાખલ કરવાનો પ્રયત્ન થયો. ફાંસીએ ચઢાવવાની, માર મારવાની, સતામણી કરવાની અને લોકોને મૂઢ રાખવાની ખેદ કરનારી પ્રવૃત્તિ, એજ એલેકઝાંડર ત્રીજાના મુર્ખાઈ ભરેલા વખાણ કરવામાં અને એક મહાન પુરૂષ તરીકે તથા મનુષ્યમાં આદર્શ પુરૂષ તરીકે ગણના કરવામાં આધારભૂત લેખવામાં આવી; અને આમ પ્રજાપક્ષના છાપાઓ અને ચોપાનીયાઓમાં પણ જોવામાં આવ્યુ.

આજ પ્રવૃત્તિ નવા ઝારનાં રાજ્યમાં ચાલુ રાખવામાં આવી છે. છેલ્લા ઝાર પછી જે જુવાન ગાદીએ આવ્યો છે તેને દુનિયાની કંઇ ખબર નથી. આ જુવાનને સત્તાધારી માણસોએ એવી સમજણ આપી છે કે દશ કરોડ માણસ ઉપર રાજ્ય કરવાની સૌથી સરસ રીતિ પોતાના બાપના પગલે ચાલવાની છે; એટલે કોઇની પણ સલાહ ન લેવી, પરંતુ પોતાનાં મનમાં આવે તેમ કરવું અથવા પોતાની સાવ પાસેનો ખુશામતીઓ જે કરવાની સલાહ આપે તે કરવું. આ જુવાને એમ માની લીધું છે કે સત્તા અનિયંત્રિત અને એક હાથ હોવી જોઇએ એમ રશીયાની પ્રજાનો પરમ પવિત્ર સિદ્ધાંત છે. આવી માન્યતાથી તેણે ઘોડેસ્વારની તુકડીમાં શિક્ષણ લીધું છે અને રાજ્ય કેમ ચલાવવું તેતો તે જણાનો નથી તથા જાણવું તેને માટે શક્ય પણ નથી. રશિયન પ્રજાના પ્રતિનિધિઓને રાજ્ય ચલાવવાના કાર્યમાં સલાહ આપી મદદ કરવા તેણે આમંત્રણ કર્યું

નથી. પ્રજાના જે પ્રતિનિધિઓ તેને અભિનંદન આપે છે અને મળવા જાય છે તેના તરફ તે અસભ્યતાથી અને ઉદ્ધતાઇથી બુમ મારી ઉઠે છે અને જેઓ કેટલાક ડરીડરીને પોતાની ઇચ્છા જણાવે છે કે ‘ અમારી જરૂરીઆતની ખબર અધિકારીઓને કરવાને અમને રજા હોવી જોઇએ,’ તેઓની તે ઇચ્છા મૂર્ખના સ્વપ્ન જેવી છે એમ તે કહે છે.

આનું પરિણામ શું આવ્યું ? શું રશીયન પ્રજાને આઘાત પહોંચ્યો છે ? શું પ્રમાણિક અને સુશિક્ષિત જનોએ-પ્રજાપક્ષે—પોતાનો અણગમો અને વિરોધ પ્રદર્શિત કર્યો છે ? શું તેઓ આ સરકારના વખાણ કરતા પણ અટકયા છે ? શું તેઓએ તે સરકારની સાથે સામેલ રહેવાનું અને તેને ટેકો આપવાનું છોડી દીધું છે ? તેવું કંઈજ નથી થયું. તેને બદલે બાપની અને બાપનું અનુકરણ કરનાર દિકરાની શ્લાઘા કરવામાં ખાસ તીવ્ર હરીફાઇ શરૂ થઇ. કોઇએ પણ આ સામે વિરોધ બતાવ્યો નહતો. માત્ર એક જ જણે એક નનામા કાગળમાં જુવાન ઝારના વર્તન માટે સંભાળપૂર્વક અણગમો દર્શાવ્યો છે. ઘૃણા ઉત્પન્ન કરે એવા ખુશામતથી ભરપૂર માનપત્રો તથા તેનીજ સાથે એક વા બીજા કારણ સર દેવ, જીસસ વિગેરેની સાંપ્રદાયિક પ્રતિમાઓ કે જે કોઇ ઇચ્છતું ન હતું અને જે અંધકારમાં રાખવામાં આવેલા લોકો માટે માત્ર મૂર્તિપૂજાના વિષય રૂપ હોય છે તે હર એક ઠેકાણે ફેલાવવામાં આવ્યાં. વગર વિચારે પૈસાનો વ્યય કરવામાં આવ્યો. આશ્ચર્ય ઉત્પન્ન કરે એટલી બેવકૂફીથી રાજ્યાભિષેકની વ્યવસ્થા કરવામાં આવી. રાજકર્તાઓના ગર્વના અને પ્રજા માટેના તેઓના તિરસ્કારના પરિણામે, હજારો ભયંકર વિપત્તિમાં પડી નાશ પામ્યા. + આ

---

+ રાજ્યાભિષેકના પ્રસંગે લોકોને ઉજાણી આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. પરંતુ વ્યવસ્થા એટલી બધી ખરાબ હતી કે તેને પરિણામે લગભગ ૩૦૦૦ જેટલા માણસોનો જીવ ગયો હતો. તેજ દિવસે રાત્રે ઝારે મોસ્કોમાં ફ્રેંચ એલચીને ત્યાં “ બોલ ” માં ભાગ લીધો હતો.

ભયંકર વિપત્તિ અમનચમનમાં એક નજેવી અડચણ રૂપ લેખાણી; પરંતુ તેને લઇને અમનચમન છોડી દેવામાં ન આવ્યું. લાખો રૂપિયાના ખરચે એક પ્રદર્શન ગોઠવવામાં આવ્યું, પરંતુ તેના વ્યવસ્થાપકો સિવાય બીજા કોઇને તે માટે લાગતું ન હતું. સંપ્રદાયના અંતરંગમંડળે લોકોને મોહિત કરી નાખવા અતિશય નિર્લજ્જતાથી એક નવી અને અત્યંત મૂર્ખાઇ ભરેલી રીતિ શોધી કાઢી. સાવ અજાણુ એવા એક સંતના " કદી વિકૃતિ ન પામે " એવા શરીરને દેવળમાં રાખવામાં આવ્યું. ' સેનસોર ' ની સખ્તાઈ વધારવામાં આવી. ધાર્મિક સતાવણી વધારે ક્રૂર કરવામાં આવી. ' રાજ્ય ભયમાં છે ' એ દલીલ ચાલુ રખાઇ. એટલે કે ગેર-કાયદાને કાયદાનું સ્વરૂપ આપવું ચાલું રહ્યું. અને વસ્તુસ્થિતિ હજી પણ વધારે ખરાબ થતી જાય છે.

જો સુશિક્ષિત અને પ્રમાણિક પુરૂષો જેઓ અત્યારે કાયદાનો આધાર લઇને પ્રજાપક્ષની પ્રવૃત્તિ ચલાવી રહ્યા છે અને જેઓ સ્થાનિક સરકાર અને કમિટીઓમાં કામ કરે છે અને સેનસોરની સત્તા કબુલ રાખી સાહિત્યમાં મચ્યા રહ્યા છે, તેઓએ સરકારને જીતી લેવાના પ્રયત્નમાં સરકારને જ ઇજા અને હાની પહોંચાડે એવી રીતે સરકાર પાસે કાર્ય કરાવવાનો માર્ગ, સરકારેજ રચેલી વ્યવસ્થાનો ત્યાગ કર્યા વિના શોધવામાં પોતાની શકિતનો વ્યય કર્યો ન હતે, પરંતુ રાજકારભારમાં અથવા તો સરકાર સાથે સંબંધ ધરાવતાં કોઇ પણ કાર્યમાં જરા પણ ભાગ લીધા વિના મનુષ્ય તરીકેના જ પોતાના હકો માગ્યા હતે તો મને લાગે છે કે આ બધું થવા પામ્યું ન હતે.

" ન્યાયાધીશને બદલે ' ઝેમસ્કી નેટચાલનિક ' ને દંડનીતિ સોંપવા તમે ઇચ્છો છો. તો ભલે તમે તેમ કરો, પરંતુ અમે તો ન્યાય માટે તમારા ' ઝેમસ્કી નેટચાલનિક ' પાસે જઇશું નહિ અને તેવી પદવી અમને આપવામાં આવશે તોય અમે તે સ્વીકારશું નહિ. જુરી મારફત

તપાસ ચલાવવાની પદ્ધતિને તમે કેવળ નામની જ કરી મૂકવા ઈચ્છો છો; તો ભલે તમે તેમ કરો, પરંતુ અમે તો ન્યાયાધીશ તરીકે અથવા વકીલ તરીકે કે પંચ તરીકે કામ નહિ કરીએ. 'રાજ્ય ભયમાં છે'-એવા મિષ હેઠળ તમે નિરકુંશ સત્તા સ્થાપવા ઇચ્છો છે; તો ભલે તમે તેમ કરો, પરંતુ અમે તો તેમાં ભાગ લેશું નહિ અને 'રાજ્ય ભયમાં છે' એ દલીલને નિરકુંશ સત્તા, અને તપાસ વિના દેહાંત દંડ કરવા માટે એટલે કે ખુન કરવા માટેના મિષ તરીકેજ અમે ખુલ્લી રીતે ગણશું. તમે 'કેડેટ કોર' ઉભો કરવા ઈચ્છો છો અથવા "કલાસિકલ હાઈસ્કુલ" ઉઘાડવા ઈચ્છો છે કે જેમાં લશ્કરી કવાયત અને રાજમાનિત સંપ્રદાયનું શિક્ષણ આપવામાં આવે. ભલે તમે તેમ કરો; અમે તો આવી નિશાળોમાં ભણાવશું નહિ તેમજ અમે અમારા બાળકોને તે નિશાળોમાં શીખવા મોકલશું નહિ, પરંતુ અમે પોતેજ અમને જે રીત સાચી લાગે છે તેજ રીતે શીખાડશું. તમે સ્થાનિક સ્વરાજ્યને સાવ નિરર્થક કરી નાખવા ઇચ્છો છો; પણ અમે તેમાં ભાગ નહિ લઇએ. તમને ન રૂચતું સાહિત્ય પ્રગટ કરવા મનાઈ કરો છો, પરંતુ તમે ભલે પુસ્તકો જપ્ત કરજો અને છાપનારને દંડ કરજો, પણ તમે અમને બોલતાં કે લખતાં રોકી શકશો નહિ અને તેમ કરવું અમે ચાલુ રાખશું. તમે અમારી પાસે ઝારને વફાદાર રહેવાના સોગંદ લેવડાવા ઈચ્છો છો, પરંતુ અમે તેવી મૂર્ખ, જુઠી અને લાંછન લગાડનારી માગણીને આધીન થઇશું નહિ. તમે અમને લશકરમાં નોકરી કરતા ફરમાવો છો; પરંતુ અમે તેમ કરશું નહિ; કારણ કે જેમ વ્યકિતનું ખુન અમારા અંતરાત્માને નાપસંદ છે તેમ એક સાથે અનેક ખુનો કરવાનું કાર્ય પણ અમારા અંતરાત્માને નાપસંદ છે; તથા વિશેષમાં, સેનાપતિ કહે તેવી ગમે તે વ્યકિતનું ખુન કરવાનું વચન આપવું એના કરતાં વધારે નીચ કાર્ય માણુસ કરી શકે નહિ. તમે એક એવો ધર્મ પાળો છો કે જે આજથી એક હજાર વર્ષ પૂર્વની પ્રજા માટે યોગ્ય હશે; પરંતુ

એનો વિચાર તમારે કરવાનો છે; અમે તો વ્હેમને અને મૂર્તિપૂજાને ધર્મ માનતા નથી, પરંતુ તેને તો અમે વ્હેમ અને પથ્થરપૂજાજ કહીશું, અને લોકોને તેમાંથી છોડવવા અમે બનતું કરશું. ''

આવા પ્રકારની પ્રવૃત્તિ સામે સરકાર શું કરી શકે? બોંબ બનાવવા માટે અથવા તો મજુર વર્ગને કરવામાં આવેલ બોધ પ્રગટ કરવા માટે સરકાર માણસને દેશપાર કે કેદ કરે, તમારી સાહિત્યસમિતિ એક પ્રધાન પાસેથી લઇ બીજાને સોંપે અથવા તો પાર્લામેંટ બંધ કરી દે; પરંતુ જે માણસ મત આપી જાહેરમાં જૂઠું બોલવા રાજી નથી અથવા જે માણસ પોતે ખરાબ માને છે એવી સંસ્થામાં પોતાનાં બાળકોને શીખવા મોકલવા ઇચ્છતો નથી, અથવા જે, માણસોનું ખુન કરવાનું કામ શીખવા ખુશી નથી, અથવા જેને મૂર્તિપૂજા કરવામાં ભાગ લેવો રૂચતો નથી, અથવા જે રાજ્યાભિષેકના પ્રસંગમાં, પ્રતિનિધિમંડળમાં, માનપત્રો એનાયત કરવામાં ભાગ લેવા તૈયાર નથી, અથવા જે પોતે વિચારે છે અને પોતાને લાગે છે તેજ બોલે છે અને લખે છે તેવા માણસને સરકાર શું કરી શકવાની હતી? એવા પુરૂષ ઉપર કામ ચલાવે તો સરકાર જ તેને ધર્માત્મા બનાવી તેના માટે સાર્વજનિક લાગણી ઉત્પન્ન કરે અને જે આધારે પોતે જ ઉભી રહી છે તેનો જ નાશ કરે; કારણ કે તેમ કરવાથી સરકાર મનુષ્ય તરીકેનાં હકોનું રક્ષણ કરવાને બદલે પોતેજ તેનો ઘાત કરે છે.

જે બધા સાધુ, સુશિક્ષિત અને પ્રમાણિક પુરૂષો વિપ્લવ કરનારી, ' સોશિયલિઝમ ' ના સિદ્ધાંતને અનુસરનારી અને ' પ્રજાપક્ષ ' ની પ્રવૃત્તિ જે પોતાને તેમ પોતાના કાર્યને નુકસાનકારક છે તે પ્રવૃત્તિ પાછળ પોતાની શકિત હાલ વ્યર્થ ખરચે છે, તેઓ માટે આટલુંજ જરૂરનું છે કે તેઓએ આ પ્રમાણે કાર્ય શરૂ કરવું જોઇએ, અને તેથી પ્રમાણિક સુશિક્ષિત અને નીતિમાન પુરૂષો તેઓની આસપાસ વીટળાઈ જશે અને તેઓની સાથે વિચાર અને ભાવનામાં એક થઈ રહેશે. સામાન્ય કોટિનો સદા ચંચળ સ્વભાવનો જનસમૂહ આ કેન્દ્રસ્થાનીય સમુદાય પ્રતિ તુરતજ ખેંચાશે, અને પ્રજામત, કે એક જ સત્તા સરકારને પરાજીત કરે છે; તે સ્પષ્ટ

બનશે, અને બોલવાની તથા અંતરાત્માના ઉદ્દગાર પ્રમાણે વર્તન કરવાની છૂટ તથા ન્યાય અને દયાની માગણી કરશે. જે ઘડીએ પ્રજામત બંધાઇ જશે તેજ ઘડીથી સાહિત્યસમિતિને દાબી દેવાનું અશકય થશે આટલું જ નહિ પરંતુ બધા અમાનુષી ખાતાંઓ,—છૂપી પોલિસ, સેનસોર, ધાર્મિક અંતરંગમંડળ અને તેવા બીજા ખાતાંઓ—કે જેની સામે વિપ્લવપ્રિય પક્ષ અને પ્રજાપક્ષ અત્યારે લડી રહ્યા છે તે બધાં આપોઆપ બંધ થઇ જશે.

સરકારની સામે થવા માટે બે ઇલાજો લેવામાં આવ્યા છે અને તે બને નિષ્ફળ નીવડયા છે. હવે ત્રીજો અને છેલ્લો ઇલાજ અજમાવી જોવો બાકી છે. આ ઇલાજનો ઉપયોગ હજી સુધી થયો નથી, પરંતુ તે ફત્તેહમંદ નીવડયા વિના રહેશે નહિ એમ મને લાગે છે. ટુંકમાં, તે આ પ્રમાણે છે: સર્વે સુશિક્ષિત અને પ્રામાણિક પુરૂષોએ જેટલા સારા થવાય તેટલા સારા થવાનો પ્રયત્ન કરવો જોઇએ; દરેક રીતે સારા ન થવાય તો પણ એક રીતે તો થવું જોઇએ, અને તે એ કે અતિ પ્રધાન ગુણો-માંયલા એક ગુણનું સેવન કરવું જોઇએ'–પ્રમાણિક થવું જોઇએ, જૂઠું ન બોલવું જોઇએ, પરંતુ એવી રીતે વર્તવું જોઇએ અને એવી રીતે બોલવું જોઇએ કે લાગણીવાળો સાત વર્ષનો છોકરો પણ આપણા આશયો સમજી શકે; એવું વર્તન રાખવું જોઇએ કે આપણાં બાળકને આમ કહેવાનો પ્રસંગ ન આવે; 'બાપૂ, પરંતુ તમે આમ આમ કેમ કહ્યું હતું? અને અત્યારે તમે તો બીજુંજ કંઇ કહો છો અને કરો છો!' આ ઇલાજ બહુજ કાચો લાગે છે; છતાં મારી તો ખાતરી છે કે આ એકજ ઇલાજ એવો છે કે જેનાથી મનુષ્ય જાતિની શરૂઆતથીજ પ્રગતિ થતી રહી છે. સરળ, સત્યવાદી, અને હિંમતવાન પુરૂષો જેઓએ મનુષ્ય તરીકેની પોતાની પદવીને લાંછન લગાડે એવી રીતે વ્યવહાર ન હતો કર્યો, તેઓને લઇનેજ બધા સુખદાયક પરિવર્તનો થવા પામ્યા છે, અને મનુષ્યજાતિ અત્યારે તેનો લાભ મેળવી રહી છે: ગુલામગીરી અને જુલમ દૂર થયા છે, અને બોલવાની તથા અંતરાત્માને માન આપવાની છૂટ મલી શકી છે. પરિણામ આવું એક જ આવી શકે; કારણ કે સમય આવે અંતરાત્મા જે કંઈ ઇચ્છે છે તે સદા સર્વ બાબતમાં માણસજાત માટે અત્યંત આવશ્યક હોય છે. કારણ કે અંતરાત્મા માણસે પ્રાપ્ત કરવા લાયક સત્યની આગમચેતી આપી રહે છે.

માત્ર તેજ પુરૂષ પ્રજા ઉપર અસર કરી શકે છે કે જે પોતાના અંતરાત્માને અધીન રહી જીવન ગાળે છે, અને માત્ર તેજ પ્રવૃત્તિ ઉપયોગી નીવડે છે કે જે પોતાના અંતરાત્માને અનુકૂળ હોય છે.

પરંતુ મારે મારો ભાવાર્થ સાવ સ્પષ્ટ કરવો જોઇએ. જે નેમ પ્રાપ્ત કરવા માટે વિપ્લવપ્રિય પક્ષ અને પ્રજાપક્ષ મથી રહ્યા છે તે નેમ સિદ્ધ કરવા વાસ્તે ભારે કાર્યસાધક માર્ગ પોતાના અંતરાત્માને અનુકૂળ એવી પ્રવૃત્તિ કરવાનો છે; પરંતુ એનો અર્થ એવો નથી કે કોઇ એક ધારેલું સાધ્ય સિદ્ધ કરવા માટેજ માણસ, અંતરાત્માને આધીન રહી, જીવન ગાળવાનો પ્રયાસ કરી શકે છે. સકારણ અમુક સ્થૂલ નેમ પાર પાડવા માટે અંતરને આધીન રહી જીવવાનો પ્રયત્ન કરવો એ અશકય છે.

દૃઢ અને સ્પષ્ટ ધાર્મિક માન્યતા હોય છે તોજ અંતરાત્માને અનુકૂળ એવું જીવન ગાળવું શકય થઇ પડે છે. આપણા બાહ્ય જીવન ઉપર આવી માન્યતાનું સુખદાયી પરિણામ આવ્યા વિના રહેતું નથી. એટલે તમને હું જે કંઇ કહેવા માગું છું તેનો સાર આ છે:—

જ્યાં સુધી સાધુ અને પ્રમાણિક પુરૂષોને સ્થાયી, સ્પષ્ટ અને ધાર્મિક સાક્ષાત્કાર થયો નથી, જેમ કે જીવનનાં તાત્પર્યનું અને ઉદ્દેશનું ભાન થયું નથી, ત્યાં સુધી ન્હાની વ્યવહારૂ આશાઓ સફળ કરવા માટે તેઓની બુદ્ધિ અને આત્માની શકિતનો જે વ્યય થાય છે તે નિરર્થક જય છે. મને લાગે છે કે જે સાધુ પુરૂષો માણસ જાતની સેવા કરવા ઇચ્છે છે તેઓએ પોતાના આત્મા અને બુદ્ધિની શકિત માત્ર તે એકજ ઉદ્દેશ સાધવા માટે વાપરવી જોઇએ. જયારે તે ઉદ્દેશ પાર પડશે ત્યારે જ બીજી બધી નેમો પાર પડી શકશે.

આટલો લાંબો પત્ર લખવા માટે મને માફ કરશો. વખતે તમને તેવા પત્રની જરૂર પણ નહિ હોય, પરંતુ આ પ્રશ્ન ઉપર મારા વિચારો જણાવવા મને ધણો વખત થયા ઇચ્છા થઇ છે. એ વિષે મેં એક મ્હોટો લેખ લખવાની શરૂઆત પણ કરી, પરંતુ મારૂં અવસાન થાય તે પહેલાં તે પૂરો કરવાને મને ભાગ્યે જ સમય મળશે અને તેથી જ તેનો કંઇક ભાગ કહી જવાનું મેં ઇચ્છયું. હું ક્યાંય ભૂલ કરતો હઉં તો મને ક્ષમા કરશો.

Printed by M. N. Kulkarni, at the Karnatak Press, 434 Thakurdwar, & Published by S. G. BanKris, kernha Building, Hornby Koad Bombay.